# કાચા કાફિયા અને ચુસ્ત કાફિયા
# (તફાવત અને ઉદાહરણ)

દરેક કાફિયા-વ્યવસ્થામાં કોઈ એકસરખાં સ્વરવાળા અક્ષર પછીના અક્ષર/અક્ષરો ક્રમ સહિત એકસરખાં જ હોય છે અને ફક્ત સ્વરાંત કાફિયા-વ્યવસ્થામાં ફક્ત છેલ્લા અક્ષરનો સ્વર જ એકસરખો હોય છે. અહીં ઉદાહરણ સ્વરૂપે મારી જ બે રચનાઓ પ્રસ્તુત છે કે જેમાં પહેલી રચનામાં ચુસ્ત કાફિયા છે અને બીજી રચનામાં કાચા કાફિયા છે.

(૧)

યાદ કરીને બળતાં રહીએ;
એનાં કરતાં મળતાં રહીએ.

એકબીજાથી આઘાં રહીએ;
મનથી પાછા ઢળતાં રહીએ.

એકબીજાથી આઘાં રહીને;
એકબીજાને કળતાં રહીએ.

તું પણ ખુશ છે, હું પણ ખુશ છું;
એકબીજાને છળતાં રહીએ.

કોરી ખાશે આ એકલતા;
આમ ને આમ જો બળતાં રહીએ.

રદીફ : રહીએ.
કાફિયા : બળતાં, મળતાં, ઢળતાં, કળતાં, છળતાં.
કાફિયા-વ્યવસ્થા : અકાર+ળતાં

ઉપરોક્ત રચનામાં બધા જ કાફિયામાં છેલ્લાં બે અક્ષર ‘ળતાં’ એકસરખાં જ છે અને છેલ્લેથી ત્રીજા (પહેલા) અલગ-અલગ અક્ષરોનો (બ, મ, ઢ, ક, છ) સ્વર ‘અ’ એકસરખો છે. બળતાં, મળતાં, ઢળતાં, કળતાં અને છળતાં એ બધા જ કાફિયાનો ઉચ્ચાર અનુક્રમે બળ્તાં, મળ્તાં, ઢળ્તાં, કળ્તાં અને છળ્તાં જેવો જ થાય છે. એટલે કે છેલ્લેથી બીજો અક્ષર ‘ળ’

સ્વરસહિત લખાતો હોવા છતાં એનો ઉચ્ચાર તો હલન્ત જ થતો હોવાથી એ પણ બધા જ કાફિયામાં એકસરખો જ છે. આમ આ ચુસ્ત કાફિયા-વ્યવસ્થા કહેવાય.

(૨)

હું ને તું બસ મળતાં રહીએ;
દિલની વાતો કરતાં રહીએ.

ફેસબૂક પર મળતાં રહીએ;
વોટ્સએપ પણ કરતાં રહીએ.

નદી-પહાડો જંગલ-જંગલ;
ચાલને સાથે ફરતાં રહીએ.

નદી સરોવર દરિયો સાગર;
નાવલડીમાં તરતાં રહીએ.

અજવાળાની સાથે રહીને;
અંધારું ત્યાં ઢળતાં રહીએ.

જાત અલગ હો તેથી શું છે;
જ્યાં ને ત્યાં બાખડતાં રહીએ.

પ્રેમ વધી જાશે જીવનમાં;
મીઠું-મીઠું લડતાં રહીએ.

મિલન આપણું શક્ય નથી તોય;
સપનામાં તો મળતાં રહીએ.

રદીફ : રહીએ.
કાફિયા : મળતાં, કરતાં, ફરતાં, તરતાં, ઢળતાં, બાખડતાં, લડતાં.
કાફિયા-વ્યવસ્થા : હલન્તોચ્ચાર+તાં

ઉપરોક્ત રચનામાં બધા જ કાફિયામાં છેલ્લો અક્ષર 'તાં' એકસરખો જ છે અને છેલ્લેથી બીજો અક્ષર અલગ-અલગ છે. છેલ્લેથી બીજા અક્ષરો સ્વરસહિત લખાતા હોવા છતાં એનું

હલન્ત ઉચ્ચારણ થતું હોવાથી છેલ્લેથી બીજા અક્ષરોમાં એકસરખાં સ્વરની વ્યવસ્થા જળવાતી નથી. આમ આ કાચા કાફિયા કહેવાશે.

કાફિયા-વ્યવસ્થાના વધુ ઉદાહરણો તરીકે મારી કેટલીક ગઝલોના મતલા પ્રસ્તુત છે.

(૧)
જીવનના અનુભવ નિતરતી ગઝલ;
ને અશ્રુ લહૂના ટપકતી ગઝલ.
રદીફ : ગઝલ
કાફિયા : નિતરતી - ટપકતી
કાફિયા-વ્યવસ્થા : હલન્તોચ્ચાર+તી
(કાચા કાફિયા)

(૨)
નથી કોઈ બીજી તમન્ના મને;
રહે ખુશ તું એવી તમન્ના મને.
રદીફ : તમન્ના મને
કાફિયા : બીજી - એવી
કાફિયા-વ્યવસ્થા : ઈકારાંત
(ફક્ત સ્વરાંત કાફિયા)

(3)
વર્ષો વીતી ગયા એની ચાહત નથી ગઈ;
જખ્મો કુરેદવાની એ આદત નથી ગઈ.
રદીફ : નથી ગઈ
કાફિયા : ચાહત - આદત
કાફિયા-વ્યવસ્થા : અકાર+ત

(૪)
પામવાને કંઈક મેં હપ્તા ભર્યા છે;
જિંદગીના કટકે-કટકા મેં કર્યા છે.
રદીફ : છે
કાફિયા : ભર્યા - કર્યા

કાફિયા-વ્યવસ્થા : અકાર+ર્યા

(૫)
ધર્મના અધિકારીઓ રાખે ભરમમાં;
વાત બસ ઇન્સાનિયતની સૌ ધરમમાં.
રદીફ : *
કાફિયા : ભરમમાં - ધરમમાં
કાફિયા-વ્યવસ્થા : અકાર+રમમાં

(૬)
કોણે દીઠી આવતી કાલ;
ચાલને થોડું સાથે ચાલ.
રદીફ : *
કાફિયા : કાલ - ચાલ
કાફિયા-વ્યવસ્થા : આકાર+લ

(૭)
તારી કિંમત કોણે પિછાણી;
પાણી તારી કિંમત પાણી.
રદીફ : *
કાફિયા : પિછાણી - પાણી
કાફિયા-વ્યવસ્થા : આકાર+ણી

(૮)
કર્યું મસ્ત ઝારણ ખરાં છો તમે તો;
પછી દીધું મારણ ખરાં છો તમે તો.
રદીફ : ખરાં છો તમે તો
કાફિયા : ઝારણ - મારણ
કાફિયા-વ્યવસ્થા : આકાર+રણ

મારા કાવ્ય-સંગ્રહ 'કાવ્યધારા'માં મેં પણ અજાણતાં પાંચ-છ ગઝલોમાં કાચા કાફિયા જ પ્રયોજ્યા હતા પરંતુ કાફિયા વિશેની સભાનતા કેળવ્યા પછી હું કાચા કાફિયા પ્રયોજવાનું ટાળું

છું. આશા રાખું છું કે ચુસ્ત અને કાચા કાફિયા વચ્ચેનો તફાવત સમજ્યા પછી આપ પણ કાચા કાફિયાનો પ્રયોગ ટાળશો.

**Uday Shah**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**(M) +919428882632**
**Websites :-**
**www.udayshahghazal.com**
**www.sites.google.com/site/udayshahghazal**
**www.sites.google.com/site/udayshahghazals**
**www.sites.google.com/site/udayshahxyz**